

# છેલ્લો કટોરો

ઝવેરચંદ મેઘાણી

શ્રી. મેઘાણીએ મહાત્માજીની વિલાયત-વિદાયના પ્રસંગે 'છેલ્લો કટોરો' કાવ્ય લખ્યું. એમાં વિલાયત સંચરતા મહાત્માજીની માનસિક યંત્રણાઓ આલેખવા પ્રયત્ન થયો છે.

જહાજમાં ચડતી વખતે એ કાવ્ય મહાત્માજી, મહાદેવભાઈ અને બીજા માનવંતા યાત્રીઓના હાથમાં મૂકવામાં આવ્યું. વાંચીને મહાત્માજીએ કહ્યું : 'મારી સ્થિતિનું આમાં જે વર્ણન થયું છે તે તદ્દન સાચું છે.' અને પછી તો શ્રી. મહાદેવભાઈએ 'યંગ ઇન્ડીઆ' અને 'નવજીવન'માં એનો પરિચય આપીને એને દેશભરમાં જાણીતું કરી દીધું.

કાવ્ય પ્રગટ થયું ત્યારથી તેને છૂટું છપાવવાની જોરદાર માગણી આવી જ રહી છે. એટલે મહાત્માજીની ૬૩મી વર્ષગાંઠની ઉજવણી પ્રસંગે એને છૂટું, પુસ્તિકા રૂપે પ્રગટ કરીને કૃતાર્થતા અનુભવીએ છીએ.

**પ્રકાશક**




છેલ્લો કટોરો ઝેરનો આ: પી જજો બાપુ !
સાગર પીનારા ! અંજલિ નવ ઢોળજો બાપુ !

[ ૧ ]

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારૂં :
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારૂં :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારૂં
આ આખરી ઓસીકડે શિર સોંપવું બાપુ !
કાપે ભલે ગર્દન રિપુ-મન માપવું બાપુ !

[ ૨ ]

સુર-અસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ કોણ પીશે ઝેર દોણે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાવ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમલ ! જાવ રે બાપુ !

[ ૩ ]

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યા ?
દરિયા ગયા શોષાઈ ? શું ઘન નીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ–ચંદ્રમાનાં તેલ ખૂટ્યાં ?
દેખી અમારાં દુઃખ નવ અટકી જજો બાપુ !
સહિયું ઘણું, સહેશું વધુ : નવ થડકજો બાપુ !

[ ૪ ]

ચાબુક, જપ્તી, દંડ, દંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટાવ ગોળીબારના :
એ તો બધાં ય ઝરી ગયાં, કોઠે પડ્યાં, બાપુ !
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડ્યાં બાપુ !

[ ૫ ]

શું થયું, ત્યાંથી, ઢીંગલું લાવો ન લાવો :
ઓસા દઇશું, ભલે ખાલી હાથ આવો !
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.
દુનિયા તણે મ્હોંયે જરી જઇ આવજો બાપુ !
હમદર્દીના સંદેશડા દઇ આવજો બાપુ !

[ ૬ ]

જગ મારશે મેણું : ન આવ્યો આત્મજ્ઞાની !
નાવ્યો ગુમાની પોલ પોતાની પિછાની !
જગપ્રેમી જોયો ! દાઝ દુનિયાની ન જાણી !
આજાર માનવ-જાત આકુલ થઇ રહી બાપુ !
તારી તબીબી કાજ એ તલખી રહી બાપુ !

[ ૭ ]

જા બાપ ! માતા આખલાને નાથવાને !
જા વિશ્વ–હત્યા ઉપરે જળ છાંટવાને !
જા સાત સાગર પાર સેતુ બાંધવાને !
ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ,
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ,
ચાલ્યો જજે ! તુજ ભોમીઓ ભગવાન છે બાપુ !
છેલ્લો કટોરો ઝેરનો પીવા જજે બાપુ !



